श्री

# काव्य विनो- -खंड २

## ( ઋતુસંહાર. )

સંસ્કૃત કવિ કાલિદાસના ઋતુસંહાર ઉપરથી,

રચનાર હરિકૃષ્ણ બળદેવ ભટ્ટ, દીહેણવાસી,
કાવ્યનિમજ્જન તથા કાવ્યવિનોદ (હવે ખંડ ૧) ના કર્તા–
અંકલેશ્વર મ્યુ એં. વ સ્કુલના હેડ માસ્તર (વાનપ્રસ્થ)

નહિ આ, નહિ તે, એકલું, જુઓ વિચારી મર્મ,
વિવિધ મળે એકે રસે, એજ સુજનતા–ધર્મ. ૧
શુષ્ક વિરાગ રુચે નહીં, નહીં નિરંકુશ રાગ;
કાવ્યવિનોદે બે મળે, ઉપજે હર્ષ અથાગ. ૨
રાગવિરાગ અડે નહીં, એમાં સરસો સોય;
કાવ્યવિનોદી રસિકને, સેજે અર્પણ હોય. ૩

છપાવી પ્રસિદ્ધ કરનાર,
હરિકૃષ્ણ બળદેવ ભટ્ટ, દીહેણ—સુરત.



ખપાટિયા ચકલાપર આવેલા "સુરત જૈન પ્રિન્ટિગ પ્રેસ" માં
મટુભાઈ ભાઈદાસે છાપ્યું

ઈ० સ० ૧૯૧૩.

સુરત.

કિમ્મત ૦।–.

શ્રી

# કાવ્યવિનોદ-ખંડ ૨.

## ( ઋતુસંહાર. )

સંસ્કૃત કવિ કાલિદાસના ઋતુસંહાર ઉપરથી,

રચનાર હરિકૃષ્ણ બળદેવ ભટ્ટ, દીહેણવાસી,
કાવ્યનિમજ્જન તથા કાવ્યવિનોદ (હવે ખંડ ૧) ના કર્તા-
અંકલેશ્વર મ્યુ. એ. વ. સ્કુલના હેડ માસ્તર (વાનપ્રસ્થ)

નહિ આ, નહિ તે, એકઠું, જુઓ વિચારી મર્મ,
વિવિધ મળે એકે રસે, એજ સુજનતા-ધર્મ ૧
શુષ્ક વિરાગ રુચે નહીં, નહીં નિરંકુશ રાગ,
કાવ્યવિનોદે બે મળે, ઉપજે હર્ષ અથાગ. ૨
રાગવિરાગ અડે નહીં, એમાં સરસો સોય;
કાવ્યવિનોદી રસિકને, સેજે અર્પણ હોય. ૩

છપાવી પ્રસિદ્ધ કરનાર,
હરિકૃષ્ણ બળદેવ ભટ્ટ, દીહેણ—સુરત.



સુરત ખપાટિયા ચકલાપર આવેલા "સુરત જૈન પ્રિન્ટિંગ પ્રેસ" માં
મટુભાઈ ભાઇદાસે છાપ્યું.
ઈ૦ સ૦ ૧૯૧૩.
સુરત.
કિમ્મત ૦।-.

श्री

# ऋतुसंहार.



## ૧. ગ્રીષ્મ.

### ઇંદ્રવજ્રાદિ ત્રિવૃત્ત.

આવ્યો, પ્રિયે, ગ્રીષ્મ[1] નિદાઘકાળ,[2]
ગાઉં[3] ઉમંગે શુણ ધાર્યું વાલ,
દીસે તપાવે રવિ તીવ્ર[4] તાપે,
રાતે શશી[5] શીતળતાજ આપે ૧

સંધ્યાસમે[1] શીત સમીર[2] વેછે,
જાણી બપોરે જન તાપ સેછે,
જળે સજોડે[3] બહુ થાય ક્રીડા,[4]
વ્રીડા[5] ટળે જાય અનંગપીડા[6] ૨

નિશા[1] નિશાનાથ[2]—વડે વિરાજે,[3]
બાગે ફુવારા ઉડતાજ સાંજે,
રસે ભર્યાં ચંદનલેપ અંગે,
લાલો[4] લડાવે લલના[5] ઉમંગે. ૩

ધોળી અગાસી ફુલવાસવાળી,
પાએ પિયે વાલમ પેલ વાલી,
ગાઈ બજાવી જગવે[1] અનંગ,
અર્ધી નિશા કામિની[2] કામી સંગ. ૪

---

૧ ૧. વૈશાખ જેઠ. ૨. ગરમીના દિવસ ૩. વર્ણન કરૂ. ૪ આકરે. ૫. ચંદ્ર.

૨ ૧. સાંજને વખતે ૨. પવન વાયછે. ૩. સ્ત્રી પુરુષ સાથે. ૪ જળક્રીડા. ૫. લજ્જા, શરમ. ૬. કામની વેદના.

૩ ૧. રાત. ૨. ચંદ્રથકી. ૩. વિશેષ શોભેછે. ૪. રંગીલાઓ. ૫. રંગીલીઓને.

૪ ૧. કામદેવને જગાડે—કામ ઉત્પન્ન કરે. ૨ કામી સ્ત્રી પુરુષો.

નિતંબ[1] શોભે રસનાદુકૂલે,[2]
લેપે સુરંગી ઉર હાર ઝૂલે,[3]
નાતાં સુવાસે શુભવાસ બાલે,[4]
રામા રસીલા—પરિતાપ ટાળે ૫

મેંદી લગાવી મનમોહકારી,
નિતંબિની[1] નેપુર[2] પાદ ધારી,
ઠુમકા પગે શું કલહંસ બોલે ![3]
પદેપદે[4] મન્મથ[5] ચિત્ત ડોળે. ૬

પ્રસ્વેદ[1] છૂટે પ્રમદાશરીરે,
વ્યાકુળ[2] થૈને યુવતી અધીરે,[3]
સાડી તજી મલમલવસ્ત્ર ધારી,
છાતીથકી કંચુકિ[4]તો ઉતારી ૭

શીતોપચારે[1] વિંજણા હલાવી,
વીણા[2] વજાડી મૃદુસૂર[3] ગાઇ,
ભેટી કરી ચુંબન હાવભાવે,[4]
સૂતો જગાડે શરપંચ[5] હાવે ૮

રંગે રમી ચાદરણે નિશામાં,[1]
સૂતી સુખે જે રમણી[2] નિશામાં,[3]
પ્રભાત થાતાં મુખચંદ્ર ભાળી,
ફીકો પડે શું શશી માન[4] ગાળી ! ૯

---

૫ ૧. કેડ પાછળનો ભાગ-કલા. ૨. રૂપેરી કંદોરાથી અને બારીક ઉમદા વસ્ત્રથી. ૩ ચંદન વગેરે લેપ લગાવ્યાથી રંગીલા સ્તનપર મોતી પુષ્પ વગેરેની માળાઓ ઝુલે છે. ૪. નાતી વેળા ખુશબોદાર પદાર્થો વાપરવાથી બાલ ખુશબોદાર થયલા.

૬ ૧. કુલાળી સ્ત્રી. ૨. ઘુઘરીવાળા સ્ત્રીના પગના ઘરેણાં. ૩. ઠમકે ચાલતા નેપુરની ઘુઘરીનો રણકો થાય તે જાણે રાજહંસનો કુરૂર્ કુરૂર્ શબ્દ હોયની ! ૪. ડગલે ડગલે. ૫. કામદેવ.

૭ ૧. પસીનો. ૨. ગાભરી બનીને ૩. અધીરી થઈને. ૪. કાચળી.

૮ ૧. થડકના ઉપાય તરીખે. ૨. સતાર સારંગી વગેરે વાજિંત્ર. ૩. કોમળ સ્વરે ૪. નેત્ર કટાક્ષ વગેરે ચેષ્ટા કરીને ૫. કામદેવ (કામનાં પાંચ બાણુ કલ્પેલા છે—કમળ, અશોક, આંબામોર, નવમલ્લિકાપુષ્પ, નીલ કમળ)

૯ ૧. કેફમાં. ૨ મનહર સ્ત્રી ૩. રાત્રે. ૪. અભિમાન મૂકીને; લજવાઇને.

વટોળિયો રેણુ[1] ઘણી ઉડાવે,
તપી ઘણો સૂર્ય મહી[2] તપાવે,
દિશા વિલોકી ન શકે પ્રવાસી,[3]
વાલી પ્રિયાથી બહુ દૂર વાસી. ૧૦

પ્રચંડ[1] તાપે હરણા તપેલા,
તૃષાથકી શુષ્કમુખજ થૈલા,
આકાશ ભીની[2] મસિરૂપ ભાળી,
દોડે ગણી વારિજ[3] ધીર ટાળી ૧૧

કટાક્ષથી[1] હાસ્ય કરી વિલાસે,[2]
શશીસમા[3] આભ્રણથી[4] ઉલાસે,[5]
વિલાસિની[6] મન્મથને જગાડે,
સંધ્યા પ્રવાસી ગતિ એ પમાડે. ૧૨

સૂર્યાતપે તપ્ત[1] ફણી[2] બપોરે,
હાંકે સરે[3] મંદ તપેલ ધળે,
અધોમુખે[4] આગળ છાય[5] ભાળી,
મયરનીચે ફરતો લપાઇ[6]. ૧૩

હુતાગ્નિ જેવે[1] કિરણે કલાપી,[2]
ચિત્તે શરીરે અતિ પીડ વ્યાપી,
ભોગી[3] સમીપે પણ તે ન મારે,
જાતે દુખી હામ[4] ન કોણ હારે? ૧૪

---

૧૦ ૧. ધુળ. ૨ પૃથ્વીને ૩. મુસાફરીએ નિકળેલો પુરુષ.

૧૧ ૧. સખ્ત. ૨ કાલવેલા કાજળના રંગનુ. ૩. પાણીજ.

૧૨ ૧. વાંકી નજર–અદા સાથે ૨. હાવભાવના ચેનચાળા કરીને. ૩. ચંદ્રસરખાં ધોળા થડા. ૪. ઘરેણાં પેરીને. ૫. ઉમળકાથી. ૬. રંગીલી સ્ત્રી. ૭. સાંજે ઉપરના ચિન્હો જોઇને પ્રવાસીની એવી હાલત થાયછે–કામ જાગેછે.

૧૩ ૧. તપેલો, તાપથી ગાભરો બનેલો. ૨. સાપ. ૩ ધીમો ચાલે. ૪. નીચે મોડે–સરે. ૫. છાયા–મોરની ૬. દબાઇને

૧૪ ૧. ઘી વગેરે પદાર્થો હોમેલા અગ્નિજેવા સૂરજનાં કિરણથી ૨. મોર. ૩. સાપ. ૪. હિમ્મત.

મંડૂક[1] તાપે અકળાઈ પેસે,
ફણીફણાહેઠ[2] ન ભીતિ[3] લેશે,
એ[4] જીભથી મારુત[5] ચાટતો તે,
હણે ન તેને વિપરીત[6] જાન એ. ૧૫

કડે પડ્યા કંટક[1] -તો તૃષાએ,[2]
દંતી[3] વને પીડિત ચિત્ત થાએ
જળાશયે[4] વારિ વિલોકી ધાએ,
ન કેસરીનો[5] ભય તો જરાએ ૧૬

તૃષાથકી આકુળ[1] કેસરી જો,
હાંફે પડ્યો જેમ નહી જરી તો,
કેશો વિખેર્યા રસના[2] પસારી,
સમીપ હાથી ન શકે વિદારી[3] ૧૭

પાણી વિનાના સર[1] સેજ ભીનાં,
વરાહ[2] ભાળી જળઆશ દીના,[3]
ખોદે મુખે ને પગથી હઠીલા,
જાણે પ્રવેશે તળ[4] ભૂમિ વીલા[5] ૧૮

તાપે હણ્યા પંકજજાળ[1] જાથી,
બીને[2] પળ્યા સારસવૃંદ[3] ત્યાંથી.
એવે સરે વિગ્રહમાં[4] મચેલા,
ખૂંદે પગે કાદવ દંતી ભેલા ૧૯

---

**૧૫** ૧ દેડકો. ૨. સાપની ફેણના છાયડામા. ૩. લગાર પણ ભય. ૪. (સાપને બે જીભ મનાયછે) ૫. પવન (સાપ વાયુ ભક્ષણ કરેછે, એવી માન્યતા) ૬. સૃષ્ટિના નિયમથી ઉલટું.

**૧૬** ૧. કાંટા. ૨. તરસથી ૩. હાથી ૪ તળાવ સરોવર વગેરે પાણીની જગાએ. ૫. સિંહનો.

**૧૭** ૧. ગાભરો. ૨ જીભ બાર કાઢીને–હાફતો. ૩. ચીરી, મારી.

**૧૮** ૧. સરોવર. ૨. રાની ડુક્કર, ભૂંડ ૩ દયામણા ૪. જમીનની નીચે. ૫. બાવરા.

**૧૯** ૧ કમળના સમૂહ. ૨ જળ કમળ વના ગભરાઇને ૩. સારસ પક્ષીના ટોળા ૪. માહોમાહે લડાઈમા.

હાંફે મુખે ફીણ પડે અતીશે,
તાપે તપી લોહિત[1] જીભ દીસે,
એ સો ભમેછે જળ શોધતી તે,
પાડોતણી કંદરને[2] તજીને ૨૦

## માલિની વૃત્ત.

અતિશય દવદાહે[1] અંકુરો[2] છે સુકાવ્યા,
કઠણ પવનવેગે શુષ્ક[3] પર્ણો ઉડાવ્યા;
દિનકરપરિતાપે[4] ક્ષીણ[5] કીધા જળોને,
નિરસ[6] વન નિહાળી બીક લાગે ન કોને ? ૨૧
વિહગ[1] મધુર ગાતા ઝાડ લીલે ઠર્યા જે,
રસવણ[2] વણપાને શ્વાસશોકે ભર્યા તે,
કપિકુળ[3] બહુ થાકી જાય કુંજે[4] ગિરિને,
હરણગણ ભમેછે વારિ-વારિ[5] કરીને ૨૨
વનવન દવ લાગ્યો ઝાડવેલી પ્રજાળે,
હરણ ખડ ચરતા રાંકડાં સદ્ય[1] બાળે,
વિષમ-વિજય[2] છાકી[3] રક્ત સિંદૂર જેવો,
પવનહય[4] ચડીને ફોડતો[5] વાસ તેવો ૨૩
વનવન ભમતો ને જીતથી હર્ષઘેલો,
તરુવરરસ પીતો વાયુવેગે ચડેલો,
અસુર સુરથકી કો વૃદ્ધિ પામીજ પીડે,
નિજ વરદ દયાળુ, તેમ એ દૈત પીડે[1] ૨૪

---

૨૦ ૧. રાતી. ૨. ગુફાને.

૨૧ ૧ દવના અગ્નિની ઝાળે. ૨ કુમળી કૂંપળોને. ૩. સૂકાં પાતરાં. ૪ સૂરજના તડકાએ ૫ કમી કીધા, સુકવી નાખ્યા. ૬ રસ વગરના.

૨૨ ૧. પક્ષીઓ. ૨ રસ અને પાદડાં વગરને-ઝાડે. ૩ વાનરના ટોળાં. ૪. પર્વતની કુંજોમા-લીલા ઝાડોની ઘટામા. ૫ પાણી પાણી કરતાં.

૨૩ ૧. તુરત; નક્કી. ૨. સબળે નિર્બળ ઉપર મેળવેલી ફતેહથી. ૩. મસ્ત છાકટ બનીને. ૪. પવનરૂપી ઘોડે. ૫. દવ લાગે ત્યારે વનમા વાસ ફાટેછે, તેના અવાજ તે જાણે તોપના ધડાકા.

૨૪ ૧. દેવના વરદાનથી પ્રતાપી થયલો કોઇ દૈત જેમ તે પોતાને વર આપનારનેજ સતાવેછે, તેમ વનના વૃક્ષોથી લાગેલો ને પસરેલો દવ તે વૃક્ષોનેજ બાળેછે.

ગજહરિણમૃગેંદ્રો[1] આગથી આકળાં થૈ,
સુહૃદસમ[1] મળીને વેરભાવો તજીને;
ગિરિ ઝટપટ છાંડી જાય તીરે નદીને,
તટનિકટ[3] ઠરે છે એકઠાં તીર ભીને. ૨૫
સર કમળભરેલાં વાટિકા[1] પુષ્પ શોભે,
નિરમળજળક્રીડા શીત રજનીશ[2] લોભે,[3]
અતિ સુલલિત[4] ગીતે રાત સુખરૂપ થાઓ,
પતિરતિરસ[5] પીતાં ગ્રીષ્મ એ રીત જાઓ. ૨૬

---

## ૨. વર્ષા[1].

### ઇંદ્રવજ્રાદિ ત્રિવૃત્ત

પયોદ[2] હાથી વિજળી પતાકા,[3]
મેઘધ્વનિ[4] નોબતનાદ બાંકા;
વાલી, પ્રતાપી[5] ઘનરાજ[6] આવ્યો,
કામીતણે મન વિશેષ ભાવ્યો[7] ૧
પયોદ નીલોત્પલપત્ર[1] જેવાં,
કદી[2] કદી અંજનરાશિ[3] જેવા,
કદી સગર્ભાસ્તનદીટ[4] જાણે,
એ રીત ઘેર્યું[5] નભ[6] આજટાણે[7] ૨
જાચે બપૈયા[1] કરી ઊચ મોને,
પયોદ દે છે પય[2] ચાતકોને,
નમી કરી ગભીર[3] નાદ મીઠા,
દાતા ભર્યા[4] સપત એમ[5] દીઠા ૩

---

૨૫ ૧. સિંહ. ૨ મિત્રપ્રમાણે. ૩ નદીના કિનારાની નજીકમાં.
૨૬ ૧. વાડી. ૨. ચંદ્ર. ૩ મનને લોભાવે. ૪ ઘણા રસીલા. ૫ પતિના સમાગમની લેજત.

---

૧ ૧. આખાડ શ્રાવણ. ૨. વાદળું. ૩ ધ્વજા, વાવટો. ૪. મેઘગર્જના ૫. તેજસ્વી. ૬. વર્ષાઋતુ રાજા ૭. ગમ્યો, વાલો લાગેછે.
૨ ૧. નીલકમળનાં પાતરાના રંગનાં. ૨. કોઈ કોઇ જગાએ. ૩. કાજળના ઢગલા. ૪ ગર્ભવાળી સ્રીના સ્તનની દીટના રંગનાં. ૫. છવાઇરહ્યું છે. ૬. આકાશ. ૭ આ દિવસોમા
૩ ૧. ચાતક પક્ષી, દેવતરસ્યા. ૨. જળ. ૩. ઠાવકા. ૪ જૈસેટકે ભરેલા. ૫ એવાજ જોવામા આવેછે.

ગાજી ધરી[૧] મેઘધનુષ્ય[૨] હાથે,
ખેચી ચડાવી ગુણ[૩] વીજ સાથે,
અખંડ ધારા શર[૪] ફેંકતો એ,
ભેદે પ્રવાસીમન આજ તોયે.[૫] ૪

તૃણાંકુરો[૧] લીલમરંગ[૨] ભીનાં,
પત્રો સુરંગી થળકદળીનાં,[૩]
ધરા[૪] ભરી રકતજ[૫] ઈંદ્રગોપે,[૬]
વરાંગના[૭] ભૂષિત[૮] આજ ઓપે ૫

આલિંગને[૧] ચુંબનમાં મચેલા,
મયૂર ટૌકા કરતા રસીલા,[૨]
પીછા[૩] પસારી વદતા વધાઇ,[૪]
પધારતાં મિત્ર[૫] કરી સજાઈ[૬] ૬

ઝાડો ઉખેડી તટથી સમૂળાં,
વહે નદી વારિ અતીશ ડોળા,
ભેટે મળી નાથ સમુદ્ર તેવી,
[૧]મદાંધ નારી પતિસાથ જેવી. ૭

મૃગો ચરે કોમળ ઘાસ લીલા,
માણે મઝા ગાભ ધરે રસીલા,
ઝાડો નમી પલ્લવથી[૧] બતાવે,
પ્રભાવ[૨] તારો, ધન, એમ ભાવે.[૩] ૮

---

૪ ૧ ઝાલીને, પકડીને. ૨. ચોમાસામા આકાશમા પચરંગી ધનુષના આકારનો મસ ખેચાયછે તે. ૩ વીજના ચમકારારૂપી પણછ–ધનુષની દોરી. ૪. બાણ, તીર. ૫ જળ વરસાવેછે તે છતા: જળથી ભેદે !

૫ ૧. ઘાસનાં કુમળા તરણા ૨. નીલમણિના રંગના અને રસના ભરેલાં. ૩. કેળને મળતા છોડ થાયછે. ૪. પૃથ્વી ૫ રાતી ૬ ચોમાસામાં પેહેલે વરસાદે એવા રાતા જીવડા અસંખ્ય નિકળી આવેછે. બીર–બહુતી; બરબૌટ. ૭. ઉત્તમ રૂપાળી સ્ત્રી. ૮ શણગાર સજેલા એવી.

૬ ૧. ભેટવામાં. ૨. રંગીલા–મોર; મોહક–ટૌકા ૩. કળા કરીને. ૪. પ્રેમ ભર્યું આદરમાન. ૫. મેઘ મિત્ર. ૬. તૈયારી, આદરમાન આપવાનાં સાધનો.

૭ ૧. કામે અંધ–અવિવેકી ઉધ્ધત બનેલી.

૮ ૧. કુમળા અંકુરોવડે. ૨. મહિમા. ૩ હેતે, ઉલટથી.

આકાશ ઘેર્યું ઘન[1] રાત કાળી,
ગાજે ઘણું માગ[2] શકે ન ભાળી;
વાલી સખી વીજતણે પ્રકાશે,
પ્રેમે પળેછે[3] અભિસારિકા[4] તે. ૯
ગાજે ઘણો મેઘ ગભીર[1] નાદે,
ચોંકાવતી વીજ ન જંપવા દે,
બાજે પ્રિયા ગાઢ[2] નિશા પલંગે
નાથે કર્યા સો અપરાધ[3] જોકે. ૧૦
સરોજઆંખે[1] જળધાર ચાલે,
ઠરેછ બિંબાધર ચારુ લાલે.[2]
માળા તજી ભૂષણ લેપ આશા,
મૂકે પ્રવાસીવનિતા[3] નિસાસા. ૧૧
કીટે[1] રજે[2] ઘાસથકી ભરેલું,
પાણી વહે પન્નગપેર[3] ડોળું;
ટોળાવથી ભેક[4] ડરે નિહાળી,
માની ભુરો સાપજ ધીર ટાળી. ૧૨
પત્રો વિનાનાં કમળો તજીને,
ભૃંગો[1] પળે ગાન કરત ધીમે,[2]
નાચે કલાપી પરને પસારી,
મૂઢો પડે તો નવકંજ[3] ધારી. ૧૩

---

૯ ૧ વાદળાએ; ઘાડી, ખુબ–કાળી. ૨. માર્ગ, રસ્તો. ૩. જાયછે. ૪. પ્રિયના સમાગમમાટે નીમેલે સ્થળે જનારી સ્ત્રી.

૧૦ ૧. ઉંડા, ડરામણા. ૨. ખુબ જોરથી. ૩. પરસ્ત્રીલંપટ થવાના ગુનાહ.

૧૧ ૧. કમલસરખી આખથી. ૨ પાકા ઘિલોડા સરખા લાલ સુંદર નીચલા ઓઠપર. ૩. મુસાફરીએ ગયલા પુરુષની વાલી સ્ત્રિયો.

૧૨ ૧. કીડા, જીવડાં. ૨. ધુલાડી ૩. સાપની પેઠે–વાકુચુંકું ૪ દેડકા.

૧૩ ૧. ભમરાઓ નાસીજાયછે. ૨. ધીમેથી શબ્દ કરતા. ૩. નવાં-કુમળાં કમળ.

પયોદશબ્દે મદથી ભરેલા,
હાથી—કપોળે મદવારિ–રેલા;[1]
સરોજજેવા[2] બહુ શોભતા જે,
મધુપ[3] સેવે હરખી સુખે તે. ૧૪

શ્વેતાંબુદે ચુંબિત શૃંગ જેનાં,[1]
ઝરા વહે નિર્મળ જ્યાં મઝેનાં;
મયૂર નાચે ટહુકા કરે જો,
કામીમનો ભૂધર[2] તો હરે જો. ૧૫

કદંબ–સર્જાર્જુન–કેતકીને,[1]
કંપાવતો વાસભર્યો થઈને,
અંભોદથી[2] શીતળ વાયુ વાએ,
કહો ન કો આતુર ચિત્ત થાએ. ૧૬

શ્રોણીતટે[1] લંબિત કેશ શોભે,
સુગંધિ પુષ્પો અવતંસ ઓપે,[2]
હારો ઉરે મદ્યસુગંધ[3] મોડે,
બની–બનાવી[4] પતિ–પાસ પોડે. ૧૭

પયોધરો વીજ ધનુષ્ય ભેળા[1]
નવે જળે જે અતિશે નમેલા;
કાંચીથકી ને મણિકુંડળે સ્ત્રી,[2]
મળી કરે વિહ્વળ[3] તો પ્રવાસી. ૧૮

---

૧૪ ૧. વર્ષાદની ગર્જના સાંભળી હાથીને મદ ચડેછે, તે મદ–આકરૂં સુગંધીદાર પ્રવાહી ગંડસ્થળથી વહેછે. ૨. કમળ સરખા. ૩. ભમરાઓ તે ગંડસ્થળ-પર બેસી એ સુગંધીદાર રસની લેજત લેછે.

૧૫ ૧–૨. જે ભૂધર–પર્વતના શિખરે સફેદ વાદળા અડેલાં છે.

૧૬ ૧. એ નામનાં સુંદર પુષ્પવૃક્ષો છે. ૨ વાદળાં જોડે અથડાવાથી.

૧૭ ૧. કેડની પાછળના ભાગ–ઢગરાલગી લટકતા ૨. ખુશબોદાર ફૂલો કાનનાં ઘરેણાં–એરિંગરૂપે શોભેછે ૩. આસવ—દારૂની સુગંધ ૪. બાલીઠણીને.

૧૮ ૧. વીજ અને મેઘધનુષ્યસહિત વાદળા ૨. કેડે રૂપાનાં પાટિયાં અને કાને મણિજડિત કુંડળો પેરેલાં એવી સ્ત્રી. ૩. આકળા–ચોતાની વિજોગી પ્રિયાને મળવા અધીર.

## વસંતતિલક વૃત.

માળા કદંબ—નવકેસર—કેતકીની,
નારી રચી[1] શિર ધરે રતિરંગભીની,[2]
કાને વળી કકુભમંજરના બનાવી,
ઇચ્છાનુકૂળ અવતંસ રમે સુહાવી.[3] ૧૯

અંગે કરી મલયસુખડ ચારુ લેપો,
કાને ધરેલ કુસુમે સુરભિત[1] કેશો;
નારી સુણી જલદઘોષ[2] ઉતાવળે તે,
જાએ પ્રદોષસમયે[3] પતિપાસ હેતે. ૨૦

## માલિની વૃત

કુવલયદલરંગી[1] ઊંચ ભારે નમતા,[2]
મૃદુ[3] પવન હલાવ્યા મંદ વેગે ચલતા;
જલદ સહિત[4] ચાપે ચિત્ત હરિયાં શું આજે !
પથિકનવવધૂના[5] કામથી આકળાં જે. ૨૧

મન[1] હરખિત જાણે પુષ્પવાળે કદંબે,
પવન-ચલિત ડાળે નાચતી શું અચંબે[2]
હસિતમય[3] જણાતી કંટકે કેતકીને.
નવજલકણ સીંચી સીમ-સીમંતિનીને[4] ૨૨

---

૧૯ ૧. ગુંથી, બનાવી. ૨ કામના આવેશે ભરેલી-નારી, કામનો જોશ ઉત્પન્ન કરનારી-માળા ૩. કુટજ પુષ્પના માજરના અવતંસ-કાનના ઘરેણાં પોતાને મન-ગમતા બનાવી કાને પેરીને મોજમા ફરેછે.

૨૦ ૧. ખુશબોદાર. ૨. મેઘગર્જના. ૩ સાજને-રાતને વખતે.

૨૧ ૧. નીલકમળની પાખડીના રંગના. ૨. ઊંચા છતાં જળભારે-જળરૂપી સમૃધ્ધિને લીધે નમતા-નમ્ર. ૩. મંદ ધીમે ધીમે વાતા પવને ૪. મેઘ-ધનુષ્યસહિત વાદળાએ (જાણે ચપળ સ્ત્રીસહિત ગંભીર પુરુષે) ૫. પ્રવાસે નિકળેલા પુરુષની નવી પરણેલી જુવાન સ્ત્રીનાં-ચિત્ત.

૨૨ ૧. મનમા હરખાતી-સીમ સીમંતિની ૨. વૃક્ષોની ડાળીઓ પવને ધીમે ધીમે હલાવેલી તે જાણે અચંબો પામી નાચતી હોયની-સીમસીમંતિની. ૩. હસતી ૪ સીમારૂપી સોહાગણ સ્ત્રીને.

કમળકુસુમ કાને શોભતા લેકતાં જો,
વિકચ[1] નવકદબો માગધી બેકતા જો,
શિર બકુલકલાપો[2] માલતીસગ ગુંથ્યાં,
જલદસમય નાથે નારનાં મન તોખ્યાં[3] ૨૩

કુચકલસ[1] ભરેલા મધ્યમા હાર માળા,
ધવલ તનુ[2] દુકૂલો શ્રોણિબિબે[3] રુપાળા,
નવજલકણુ[4] લાગે રોમ[5] ઊભા થએલા,
લલિત[6] રસિક[7] નારી ભેટતા નાથ ઘેલા. ૨૪

નવજલકણુસગી[1] વાયુ વાતો શિતાળો,[2]
કુસુમભર નમેલાં વૃક્ષથી વાસવાળો,
બહુ રુચિકર[3] થાતો કેતકીની રજેથી,
પથિકજનમનોને મોહ થાતોજ એથી ૨૫

અતિશય ગરમીથી વિંધ્ય[1] ગ્રીંમે તપેલો,
જળધર[2] જળધારે પાડતા શાત પેલો,
જળભર નમતાને આપણે છે વિસામો,[3]
ગુણ[4] ગુણિજન જાણી લાભ દેછેજ સામો.[5] ૨૬

બહુગુણરસિયો[1] ને કામની-ચિત્તહારી,
તરુવિટપલતાને[2] સીચતો નિર્વિકારી,[3]
જલદસમય એવો પ્રાણીને પ્રાણજેવો,
તવ હિત કરતો રે, રોજ લાવોજ લેવો ૨૭

---

૨૩ ૧. ખિલેલા. ૨ બકુલપુષ્પના મસ્તકના ભૂષણ. ૩ વર્ષાઋતુમા આવા આવાં ભૂષણો પતિએ બનાવી વાલી સ્ત્રિયોને પેરાવી તેમના મન સતોખ્યા.

૨૪ ૧. મોટા ઘટ્ટ સ્તનો ૨. ધોળાં બારીક રેશમી વસ્ત્ર. ૩. ગોળ ભરાઉ ઢગરાં-ઉપર. ૪. નવા જળના છાટા. ૫. નીમાળા, રુવા, ૬. લટકાળી. ૭ રંગીલી.

૨૫ ૧. નવાં પાણીની ફુણુગીવાળો. ૨. ઠડો. ૩ મનગમતો.

૨૬ ૧. પેલો વિધ્યાચળ પર્વત. ૨. વાદળા ૩. (વાદળાઓ જાણે વિચાર કરેછે) ૪. કરેલો ઉપકાર. ૫. બદલામા.

૨૭ ૧. ઘણા ઘણા લાભ આપનાર રંગીલો. ૨. ઝાડ, ગુચ્છ અને વેલીઓને. ૩. રસિયો છતે કામાસક્ત નહિ.

## ૩—શરદ્.

### માલિની વૃત્ત.

વદન કમળ ખીલ્યુ[1] દીપતી [2]કાશસાડી,
સુઘડ તન વળેલું શાળ પાકી અગાડી,[3]
મદકલરવહંસી—નાદ—નેપૂરવાળી,[4]
શરદ[5] નવવધૂ જો આજ આવી રુપાળી. ૧

### વસંતતિલક વૃત્ત.

કાશે મહી રજનિ ચંદ્રવડે વળી જો,
હંસે જળો સરિતના કુમુદે સરો તો;
સપ્તચ્છદે[1] કુસુમિતે વનસીમ મીઠી,[2]
ધોળા થયા ઉપવનો[3] વન[4] માલતીથી ૨
કાચી ધરી ચપળમચ્છતણી રુપાળી,
માળા સફેદ વળી અંડજ—હારવાળી,[1]
શ્રોણી વિશાળ તટની તરુ રોમ રાજે,
ધીમી વહે સરિત જો પ્રમદા શુ આજે[2] ૩
[1]પાણીવિના લઘુ[2] થયા પવને હલાવ્યા,
ધોળા[3] મૃણાલ[4] વળી શ ખસમા ચલાવ્યા,[5]
એવા પયોદ શુભ ચામર હોય જાણે,
આકાશ નિર્મળ[6] મહીપતિને[7] પ્રમાણે. ૪

---

૧ ૧. ખિલેલુ કમળ જેનુ મુખ છે. ૨ એક જાતનું ઘાસ છે. (એની સાદડીઓ સારી બનેછે) ૩ પાકેલી ડાગરના નમેલા છોડરૂપી ઘાટીલુ શરીર જેનું આગળ ઝુકેલું છે. ૪. કામના આવેશમા ધીમો મધુર સ્વર કરતી હંસીના શબ્દરૂપી જેણે નેપૂર પેરેલાછે. ૫ એવી શરદઋતુરૂપી નવી વહુ. (ભાદરવો આસો.)

૨ ૧. ફુલથી ભરેલા સપ્તચ્છદ છોડથી. ૨. રમણિક, વાલી લાગે એવી. ૩. વાડીઓ. ૪. માલતીલતાના સમૂહથી.

૩ ૧. હંસ વગેરે પક્ષીઓની હારરૂપી—માળા. ૨ (મદે ભરી સ્ત્રી ભારેખમ ધીમી ચાલેછે.)

૪ ૧. જળ; તેજ. સીનો. ૨. હલકા થયલા; હલકા પડેલા. ૩. સફેદ; ફીકા, નિસ્તેજ. ૪. કમળના મૂળ અથવા રેષા. ૫ આગળ ખસેડયા; ટેક મુકાવેલા. ૬. સ્વચ્છ, શુધ્ધ મનવાળા. ૭. રાજા સરખું.

ઘુંટેલ કાજળસમું નભ ચિત્તહારી,
[1]બંધૂકપુષ્પથકી રક્ત ધરા[2] નિહાળી,
દેખી નદીતટ સરોજથકી છવાયાં,
વ્યાપે ઘણી તરુણને[3] મન કામમાયા.[4] ૫

[1]કુદ્દાલડાળ કુમળી પવને હલાવી,
પુષ્પો સુગંધ કળિ કોમળ મંન ભાવી,
ગુંજે[2] ખણે[3] મધુપ મત્ત હરે રસોને,
ભેદે કહો ન નિરખી શરપંચ કોને? ૬

નક્ષત્રભૂષણ[1] ધરી બહુ શોભતી ને,
નિર્મેઘચંદ્રવદની[2] મન લોભતી એ,
રાત્રી ધરી અમળ વસ્ત્રજ ચંદનીના,
બાળાપરે નિત વધે પ્રમદા[3] સુશીલા[4] ૭

કારંડવો[1] વદનથી જળ ડોલતા જા,
[2]કાદંબસારસભર્યાં તટ શોભતાં જાં,
હંસી રટે[3] કમળરેણુભરેલ રાતી,
નારી નદી મન હરે અનુરક્ત[4] માતી[5] ૮

આંખો ઠરે મન હરે હૃદયે ભરેછે,
આનંદ શીતકિરણે[1] સુખ[2] સંચરેછે;
તે શીતરશ્મિ[3] દહતો તનુ[4] અંગનાના,[5]
વાલા–વિયોગ–વિષલિપ્ત શરે હણેલાં[6] ૯

---

૫ ૧. બપોરિયા. ૨. પૃથ્વી ૩. જુવાનિયાને. ૪ કામના ચેનાં–આવેશ.

૬ ૧. કંચનવૃક્ષ ૨. અસ્પષ્ટ મધુર શબ્દ કરે. ૩. આસ્તેથી ડંખે.

૭ ૧. ગ્રહો અને તારારૂપી ઘરેણા પેરીને–રાત્રી; મોતીના ઘરેણા પેરેલી પ્રમદા બાળા. ૨. વાદળાવગરનો ચંદ્ર જેનુ મુખ છે એવી–રાત્રી; સ્વચ્છ નિષ્કલંક ચંદ્ર સરખુ જેનું મુખ છે એવી–બાળા. ૩. ખીલતી જુવાનીવાળી. ૪. સારાં આચરણવાળી.

૮ ૧. એક જાતનાં બતક. ૨. હંસ બગલા વગેરે પક્ષીઓ. ૩. અસ્પષ્ટ શબ્દ કરેછે. ૪. પતિપર મોહિત ૫. કામથી મસ્ત બનેલી.

૯ ૧. ચંદ્રે કિરણે. ૨. સુખ દાખલ કરેછે (પ્રાણીમાત્રમા) ૩. ચંદ્ર ૪. શરીરને. ૫. નાજુક સ્ત્રિયોના. ૬. વાલાના વિજોગરૂપી ઝેર પાએલા કામનાં બાણથી હણાયલાં.

કંપાવતી કણભરી નમતીજ શાલી,[1]
પુષ્પે ભરી તરુશિખા[2] નચવે ઈંપાળી;
ખોલ્યા સરોજવદની નલિની[3] ધુણાવે,
જોરે જુવાનમન લેર[4] ઘણી ચળાવે[5] ૧૦

શોભે જહા યુગલ[1] હંસ રસે[2] રમતાં,
ગુંજે પ્રફુલ્લ કમળે ભ્રમરો ભમંતા,
ઊઠે પ્રભાતપવને લહરી[3] જળોની,
ભાળી સરો ન સમરે રમણીજ કોની[4] ૧૧

હાવે[1] નભે ધનુપ ઇંદ્રતણું ન ભાસે,
સૌદામની-ધ્વજ[2] નહીં ફરકે વિલાસે[3]
પાખોવડે બગ હવે નહિ વાય[4] ઢોળે,
ગીચે મુખે મયૂર[5] બર્હીજનો ન બોલે ૧૨

છોડયા મયર મદને કળનાચહીણા,[1]
સેવેજ હંસ હરખી મૃદુ સૂર ઝીણા.
છાડો કદંબકુટજાર્જુનસર્જનીપા
સપ્તચ્છદે ગઇ હવે શુભ પુષ્પશોભા. ૧૩

શેફાલિકાકુસુમરાગભરી સુરાગી,[1]
રાગે વિહંગમતણે અતિશે સુરાગી,[2]
નેત્રોત્પલા મૃગીતણે નયને હરેછે,[3]
વાડી સુલાડીં સુભગા મનને હરેછે[4] ૧૪

---

૧૦ ૧. ડાગરના છોડને ૨. ઝાડની કુંપળોને. ૩ કમળના છોડને. ૪ પવનના લેરખા ૫ કામવિકાર ઉત્પન્ન કરેછે.

૧૧ ૧. હંસનાં જોડા. ૨ પ્રેમમા, ઈશ્કમા. ૩ નાના છેક ધીમે વેતાં મોજાં. ૪. એવા સરોવર જોઈ કોને પોતાની રંગીલી પ્રિયા નહિ સાભરે?

૧૨ ૧. હવે આ શરદઋતુમા. ૨ વિજળીરૂપી ધ્વજ ધનરાજની ૩. છુટી લેકતી ઉડતી ૪ પવન લાખે ૫ મોરરૂપી ગુણગાન કરનાર.

૧૩ ૧ કળા કરીને નાચે નહિ એવા. (હવે આ ઋતુમાં મોરનો કામ શાંત થયોછે અને હંસમા જાગેછે, અને સપ્તચ્છદ-કંચન વૃક્ષની પુષ્પોની સોભા વધેછે ને કદંબ વગેરેની ઘટેછે.)

૧૪ ૧. શેફાલિદા ફુલના રંગે ભરેલી,. ૨ પક્ષીઓના ગાયનને લીધે બેહદ રાગ-વાળી-પ્રેમી અને ગાનારી, ૩ હરણીઓની આખવડે કમળનયની; ૪ એવી સારા નસીબવાળી પ્રીતમને ઘણી લાડકી વાડીરૂપી સ્ત્રી જોનારના મનને મોહ પમાડેછે.

કલ્હાર પદ્મ કુમુદો અતિશે હલાવે,
તે સંગથી અધિક શીત સુગંધ લાવે;
પત્રો ધુણાવી હિમબિંદુ ધરા પછાડે[1]
સોત્કંઠ[2] વાયુ કરતો જનને સવારે. ૧૫
પાકી નમી કણભરી બહુ શાળ[1] જાહે,
વાગોળ[2] ગોકુળ[3] મળી કરતાંજ જાહે,
હંસો મળી રસિક સારસસંગ ગાએ,
સીમા નિહાળી જનને મન મોદ[4] થાએ. ૧૬
હંસે હરાવી ગતિ[1] સુંદર અંગનાની[2]
શોભા હરી કમળથી મુખચંદ્રમાની;
નીલોત્પલે મદમનોહર[3] નેન લાજ્યાં,
ભ્રૂભંગને[4] જળતણી લહેરજ આંજ્યાં[5] ૧૭
વેલી નમી કુસુમ-કપળથી ભરેલી,
શોભા હરે કર અલંકૃત આંગળીની,[1]
દંતો સફેદ કિરણે રજનીશ તેવા,
શોભે ન આજ કળિયા નવમલ્લિ-જેવા.[2] ૧૮
કેશો રૂડા ઘનતિમિરસમાન[1] કાળા,
ગુંથી કળી કુસુમની કરતી રુપાળા;
કાને ધર્યાં[2] રુચિર[3] ભૂષણસંગ નારી,
નીલોત્પલે[2] મુખતણી સુરખી[4] વધારી. ૧૯

---

૧૫ ૧. વૃક્ષવેલીનાં પાદડાં હલાવી તેપર ઠરેલા ઝાકળના ટીપા જોશભેર પૃથ્વીપર પાડેછે—વાયુ ૨. ઉત્કંઠા—આતુરતા વાળા.

૧૬ ૧. ડાંગરના છોડ. ૨. ખાધેલું પાછું મોમા લાવી ચાવવું તે. ૩. ગોવાળાં, ગાયના ટોળા. ૪. આનંદ

૧૭ ૧. ચાલવાની ઢબ. ૨ નાજુક સ્ત્રીની. ૩ કામ વિકારને લીધે મન હરવાવાળાં. ૪. ભવા ચડાવી અદા કરવી તે. ૫. હલકા પાડ્યા

૧૮ ૧. વેડ વીટી છલ્લાથી શોભતી સ્ત્રીના હાથની આગળીની શોભાને વેલી હઠાવેછે. ૨. જેમાથી સફેદ ઝળકારા નિકળે એવા સ્ત્રીના ચંદ્રસરખા દાત આ ઋતુમા નવમલ્લિકાના કળિય જેવા શોભના નથી.
( શ્લોક ૧૭, ૧૮ નું વર્ણન શરદૃઋતુની શોભા વખાણવા માટે છે, સ્ત્રીના અંગોને હલકાં પાડવામાટે નથી )

૧૯ ૧. ઘાડ અંધકારજેવા. ૨. પેરેલાં નીલકમળે. ૩. સુંદર ૪. તેજ, શોભા.

હારે સચંદનરસે સ્તન-મંડળોને,[1]
શ્રાણીતટો વિપુલને રસના-કલાપે,[2]
પાદાંબુજો મધુર નેપુરથી દિપાવી,[3]
નારી કરે મદભરી નરમંન ભાવી.[4] ૨૦

## માલિની વૃત

કુમુદ સરસ ખીલ્યાં રાજહંસો ઠરેલા
મરકતમણિજેવે વારિ રૂડે ભરેલાં,[1]
સરસમ[1] નભ દીપે વાદળા-હીન આજે,
અમલ અમિભર્યાં[2] જ્યાં ચંદ્ર તારા વિરાજે ૨૧
શરદ-કુમુદસંગી[1] વાયુની લેર ટાડી,
જલદરહિત શોભે દિગ્વિભાગો[2] અગાડી;
જળ વિમળ ધરિત્રી[3] સ્યાય પંકે[4] ભરી છે,
નભ નિરમળ તારા-ચંદ્રછાયા ઠરી છે ૨૨
દિનકરકિરણે[1] જો ખીલતું છે પ્રભાતે,
યુવતિમુખસમું આ દીપતુ કંજ[2] આજે;
કુમુદફૂલ બિડાયું ચંદ્રમા અસ્ત થાતાં,
યુવતિહસિત[3] જેવું નાથજી દૂર જાતાં. ૨૩
અસિત[1] નયન-શોભા જોઇને ઉત્પલોમાં,[2]
ખણ્ખણ[3] રસનાના મત્ત-હંસસ્વનોમાં,[4]
અધર મધુર લાલી બંધુજીવે[5] પ્રિયાની,
પથિકજન રડેછે, હાય! શું હોય હાનિ![6] ૨૪

---

૨૦ ૧. મોતી વગેરેની માળા પેરીને અને ચંદનના લેપ લગાવીને ગોળ વિશાળ સ્તનને; ૨. વિશાળ કેડપાછળના ભાગને કેડનાં પાટિયાવડે; ૩ મધુરા રણકારવાળા નેપુરથી કમળ સરખી પગની પાટલીઓને-શોભાવીને ઈ૦ ૪-ખુબ ગમતી.

૨૧ ૧. લીલમ-નીલમણિ જેવા રૂડા પાણીએ ભરેલા સરોવરસરખું ૨. અમૃતે ભરેલા. ( પૂર્ણ ઉપમા છે )

૨૨ ૧ શરદૃતુનાં પોયણાસાથે અથડાઇને આવતા. ૨. જુદી જુદી દિશા અને કોણ ૩ પૃથ્વી. ૪. કાદવે.

૨૩ ૧ સૂર્યકિરણથી. ૨ કમળ. ૩ જુવાન સ્ત્રીનુ હસવુ-આનંદીપણું.

૨૪ ૧ કાળી. ૨. નીલકમળમા ૩ સ્ત્રીની કેડના ઘરેણાનો ખણખણાટ. ૪. મદે ભરેલા હંસના શબ્દોમા. ૫. બપોરિયાના ફૂલમા. ૬. પ્રિયાનો નાશ થયો કે શું! ( પ્રિયાના આ સુંદર અંગો વિખરાઇ કેમ ગયા? )

યુવતિવદન મેલી આજ રજનીશ શોભા,
મધુર વચન હંસોના ધરી નેપુરોમાં;
મનહર અધરે બધૂકની કાંતિ છોડી.
શરદસમય—શોભા જાય જો મો મરોડી. ૨૫
વદન કમળ ખીલ્યું ઉત્પલાક્ષી[2] રસીલી,
કુસુમિત નવકાશે શ્વેત સાડી સજેલી.[3]
કુમુદ રુચિર હાસે[4] કામિની જેમ માતી,
શરદઋતુ રુપાળી રો સદા પ્રેમ પાત્રી. ૨૬

## ૪ હેમંત.

### ઇંદ્રવજાદિ ત્રિવૃત્ત.

ઝાડે નવી કૂંપળ ધાન્ય પાકયાં,
શોભે રુડાં લોધરપુષ્પ લાગ્યાં,
ઠારે[1] સરોજો કુમળાઇજાએ,
હેમંત[2] આવ્યો શુણવો પ્રિયાએ. ૧
હારો રુડા કુંકુમરંગ—રાતા,
ધોળા વળી કુંદસમા[1] સુહાતા,
વિશાળ ધાડે[2] ઉર તે ધરેછે,
નારી રસીલી મનને હરેછે ૨
વિલાસિની બાજુ ન બાહુ ધારે,[1]
દુકૂલ ઝીણું તનથી ઉતારે,
પયોધરે પીન વિશાળ હાવે,
કંચુકિ બારીક નહી સુહાવે.[2] ૩

---

૨૫ —શરદ્ ઋતુના અંત ભાગનું વર્ણન છે.

૨૬ ૧. નીલકમળરૂપી આંખવાળી. ૩. ફૂલે ભરેલા નવા કાશ ઘાસની સાડી પેરેલી એવી. ૪. શ્વેતકમળરૂપી સુંદર હાસ્યવાળી.

---

૧ ૧. થંડી, ઝાકળ ૨. કાર્તક માગશર.

૨ ૧. કુંદપુષ્પસરખા ૨. ઘટ્ટ ભરાઉ સ્તનપર.

૩ ૧. હાથે બાજુ નથી પેરતી. ( થંડા લાગે તેથી. ) ૨. ઘાડા વિશાળ સ્તનપર હવે બારીક કાચલી નથી પેરતી, જાડી પેરેછે.

કાંચી રુડી કંચનરત્ન-ત્રાળી,[૧]
નિતબબિંબે[૨] ન ધરે રુપાળી;
ન નેપુરો હંસસમાન બોલે,
પાદાંબુજે અબુજરાગ-તોલે.[૩] ૪

કાલીયકે ગાત્ર સુગાત્રી ચર્ચે,[૧]
મુખાંબુજે[૨] કસ્તુરિકાજ[૩] અર્ચે,[૪]
બાલે સુકાલાગુરુ[૫] ધૂપ દેછે,
કામોત્સવે સાજ ઘણો સજેછે.[૬]

રતિશ્રમે ક્ષામ વિવર્ણ મોડું,
હર્ષે ભર્યું અતર તો ન થોડું,[૧]
દતે ખણેલા અધરો નિહાળી,
પીડા થતા મદ હસેજ બાળી. ૬

પીનસ્તને[૧] મર્દનપીડ થાતાં,
પીકે મુખે ઓઠ ખણેલ રાતા,
ભાળી શિયાળો હિમબિંદુ[૨] ઢાળી,
રડે સવારે લહીં[૩] શું દુખાળી ! ૭

પાકયા અનાજો મન શાળ લોભે,[૧]
મૃગીતણા જૂથ[૨] વિશેપ શોભે,
ક્રૌંચોતણા[૩] નાદ સુરમ્ય[૪] થાએ,
સીમાંત[૫] ભાળી મનપીડ જાએ. ૮

---

૪ ૧. સુન્નાની રત્ને જડાવ. ૨. ગોળ ભરાઉ ઢગરાપર. ૩ રાતાં કમળના રંગ-સરખા પદ કમળે.

૫ ૧. સુંદર અગવાળી અંગે કાલીયક સુખડના લેપ કરેછે. ૨. કમળ-સરખે મોડે. ૩-કસ્તુરી ૪ ચોપડેછે ૫. કાલીયક સુખડનો. ૬. કામને મલાવવાસારૂ આવી સામગ્રીઓ કરેછે.

૬ ૧. સંભોગવખતે થયલા શ્રમને લીધે મુખ કુમળાયલું નિસ્તેજ છતાં મનમા હરખ ઘણો.

૭ ૧. ઘટ્ટસ્તનપર. ૨. ઝાકળના ટીપારૂપી આંશુ પાડીને. ૩. ગણીને, જાણીને. (ઉત્પ્રેક્ષા છે.)

૮ ૧ લોભાવે. ૨. ટોળાં. ૩. કૌંચપક્ષીના. ૪ ઘણા રમણિક. ૫ સીમનો અંતભાગ.

પ્રફુલ્લ[1] નીલોત્પલ ડોલતાં જ્યાં,
ઉન્મત્ત[2]હંસો કલ[3] બોલતાં જ્યાં;
પાણી ભર્યાં શીતળ સ્વચ્છ જ્યાંહે,
સરો નિહાળી હૃદયો[4] હરાએ ૯

શ્યામાલતા[1] શીતળ વાયુ વાતાં,
પાકીપડે[2] કંપ શરીર થાતાં;[3]
વિલાસિની વાલમને વિયોગે,
પીડાય વાલી જ્યમ પાંડુરોગે,[4] ૧૦

પુષ્પાસવે[1] વાસિત[2] વક્ત્રમાંથી,[3]
શ્વાસો વહી અંગ[4] રચે સુગંધી,
એ રીત ભેટી નરનાર પોઢે,
રમાડતા તપ્ત અનંગ કોડે.[5] ૧૧

ઓષ્ઠે પડેલા દશનાગ્ર-ચિન્હો,[1]
સ્તનો ખણેલાં નખ તીવ્રભિન્નો,[2]
તે સૂચવે નિર્દય ભોગ કીધો,
નવયૌવનાનો રસ નાથ પીધો.[3] ૧૨

## વંસતતિલક વૃત્ત.

કો હસ્ત દર્પણ[1] ધરી તડકે પ્રભાતે,
શોભાવતી વદનકંજ સુહાસ-સાથે,[2]
ખેંચી કરે અધર[3] હોઠ નિરીખતી[4] તે,
દંતે ખણી રસ હર્યો રસિયે સુરીતે.[5] ૧૩

---

૯ ૧. બરાબર ખીલેલા ૨. મદે ભરેલા. ૩. અસ્પષ્ટ મધુર શબ્દ કરતા. ૪. મન મોહ પામેછે.

૧૦ ૧. પ્રિયંગુવેલી ૨. પાદડા પાકીને પીળાં થઈજાયછે. ૩. વેલી ખુબ હાલેછે, વિલાસિનીને શરીરે કંપવાયુ થાયછે. ૪ એક રોગ છે; કમળો.

૧૧ ૧. અમુક પુષ્પમાથી ખેંચેલો કેફી રસ. ૨. ખુશબોદાર. ૩. મુખમાથી. ૪. એકમેકના શરીરને સુગંધવાળા બનાવે. ૫. જોસપર ચડેલા કામને ઉમળકાથી લડાવતાં નરનાર.

૧૨ ૧. અણિયાળા દાંતના ચોબા. ૨ ખુબ ભેદેલા. ૩. નવા જોબનવાળી રંગીલીનો અધરરસ પીધો, અને લેજત લીધી

૧૩ ૧. આરસી. ૨. સુઘડ હાસ્યથી મુખકમળને શોભાવતી. ( રક્ત કમળે શ્વેત ઓસબિંદુ પડેલાંની શોભાનો ચિતાર છે. ) ૩. નીચલો ઓઠ ૪. ધારીધારીને જોતી. ૫. અચ્છીતરેહ; કામશાસ્ત્રે બતાવેલી સુઘડ રીતે-અનઘડ રીતે નહિ.

કો નાથસાથ સુરતે[1] શ્રમ દેહ થાતાં,
રાતે ઉજાગર થતાં નયનોજ રાતાં,
મર્ધાં સ્તનો શિથિળ આકુળ[2] કેશ માથે,
નિદ્રાવશે થઇજતી મૃદુ સૂર્યતાપે.[3] ૧૪
કો ઉંચ પુષ્ટ કુચભારથકી નમેલી,
નિર્માલ[1] માળ શુભ વાસવિના થએલી;
માથેથકી કરીં[2] પરી ઘનનીલ[3] બાલે,
રામા રચી[4] નવિન ભૂષણુ[5] હાર ઘાલે. ૧૫
નાથે ખણેલ કુચ હોઠ નિહાળતી કો,
ગાત્રો[1] શિથિલ[2] થયલા રતિભોગથી[3] તો,
છૂટાજ કેશ અડતાં[4] નયનો મિચાતાં,
કંચુકિ ધારણુ[5] કરે મન મોદ થાતાં.[6] ૧૬
કોઈ સુવેલસરખી તનુ-કોમલાંગી,[1]
કેલિકળા--કુશળ[2] કથ લડીજ થાકી;
રોમાચ[3] થાય કુચનાભિતટે[4] રુપાળા,
અભ્યંગ[5] અગ કરતી પ્રમદા સુબાળા. ૧૭

## માલિની વૃત્ત.

મનહર-ગુણ-ધારી[1] ચચળા-ચિત્તહારી,[2]
રસિક[3] રસ-બિહારી ધાન્યથી લાભકારી,
બહુ મન ગમતો એ ક્રોચની[4] માળવાળો,
નિત સુખકર હોજો કાળ,[5] વાલી, શિતાળો [5] ૧૮

---

૧૪ ૧. રતિભોગ કરતા ૨ છુટા વિખરાયલા. ૩ કુમળો તડકો લાગતા ઉંઘીજાયછે.
૧૫ ૧. ચિમળાયલી ફૂલની માળા. ૨. કાડીલાખીને. ૩. કાળાભમ્મર. ૪. ગુથીને. ૫ શોભા આપનાર હાર.
૧૬ ૧. શરીરના અવયવો. ૨. ઢીલા પડેલા, નિર્માલ્ય થઇગયલા. ૩ સભોગથકી. ૪. નાથે ખણેલ કુચ-હોઠપર અડકતા. ૫. પેરેછે. ૬ મનમા તો હરખાતી.
૧૭ ૧. નાજુક કોમળ અંગવાળી. ૨. કામશાસ્ત્રમા નિપુણ ઘણીજતકે. ૩. રુવા ઉભા થાયછે. ૪. સ્તન અને દૂંટીપાસે. ૫ નાતી વેળા શરીરે તેલ અત્તર ફુલેલ મર્દન કરતી.
૧૮ ૧ મોહ પમાડનારા ગુણવાળો. ૨ ચપલ સ્રીના મનને મોહિત કરત્રાવાળો (બાથડ ઢેગીને કોણ છેડે ? દુનિયામા મરોજ સમજુનો) ૩. જાતે રસિયો સામાને રગે રમાડનારો ૪ ક્રૌચ પક્ષીની હાર એજ જેની માળા છે એવો. ૫. થંડી ઋતુ-હેમત ઋતુ

# ૫ શિશિર.

## ઇંદ્રવજ્રાદિ ત્રિવૃત્ત.

પાકે અનાજે વળી શેલડીએ,
શોભે રટે[૧] ક્રૌંચ ઘડી–ઘડીએ,
વધારતો કામ શિશિર[૨] આવ્યો,
રભોરુ,[૩] કામીજન મન ભાવ્યો ૧

ટાડે જનો મન્દિરમધ્ય પેસે,
હુતાશને[૧] કો તડકેજ બેસે,
જાડાંજ વસ્ત્રો અબળા જુવાનો,
ધારે[૨] પછી ક્લેશજ[૩] હોય શાનો. ૨

## વંશસ્થવિલ વૃત્ત.

ન ચંદને ચન્દ્રમરીચિ શીતળે,[૧]
ન હર્મ્યપૃષ્ઠે શરદિન્દુ નિર્મળે,[૨]
ન વાયુ થંડે હિમહારથી ભરે,[૩]
મનો હવે લોકતણા સુખે હરે[૪] ૩

## ઇંદ્રવજ્રાદિ ત્રિવૃત્ત.

તુષારથી[૧] શીતળ તો થએલી,
શશાંકતેજે વળી શીત મેલી,[૨]
તારાગણે ભૂષિત રાત હાવે,
જનો ન સેવે, નહિ ચિત્ત ભાવે. ૪

---

૧ ૧. કુરૂરૂ કુરૂરૂ શબ્દ કરેછે. ૨. પોષમાઘ. ૩. કેળના થંભસરખી ગોળ ભરાઉ જાંઘવાળી હે પ્રિયે.

૨ ૧. દેવતાઆગળ, સગડીએ ૨. પેરે. ૩. થંડીથી થતુ દુખ.

૩ ૧. ચંદ્રકિરણ જેવા થંડા ચંદને, થંડા ચન્દ્રકિરણે. ૨ શરદૃઋતુના ચંદ્ર-સરખી શીતલ સ્વચ્છ અગાસીથી. ૩ ઝાકળે ભરેલા થંડા વાયુથી. ૪. હવે લોકોને એ વસ્તુઓ સુખકર નથી

૪ ૧. ઝાકળ, ઓસ. ૨. ચન્દ્રકિરણે વધુ થંડી થયલી.

તાંબૂલ[1] કસ્તૂરીવિલેપ[2] માળા
પુષ્પાસવે વક્ત્ર સુવાસવાળાં,
અત્યંત કાલાગુરુધૂપ[3] બાલે,
શય્યાગૃહે[4] નાર ધસે હુંફાળે. ૫

નારે ડરાવ્યા[1] પતિ અન્યભોગી,[2]
ધ્રુજે બને વ્યાકુળ[3] કૈકઢોંગી,[4]
ભૂલી ગુના આતુર સગમાટે,
બાથે ભિડે દુષ્પટ વાંકસાટે[5] ૬

બાથે ભરી મર્દન અંગ રોળ્યાં,
સ્તનો ખણી નિર્દય હસ્ત ચોળ્યાં,
ચુંબીજ હોઠે રસપાન કીધું,
વાલીસું વાલું પતિ વેર[1] લીધું. ૭

લાંબી નિશા મસ્ત જુવાન નાથે,
ચુંબી રમાડી ભિચડીજ બાથે;
નિશાવસાને[1] નવયૌવના તે,
ધીમી પળે અંગ શિથિળ[2] થાતે. ૮

સ્તને[1] ધને કંચુક[2] ચુસ્ત પેરી,
અંગે ધરી રેશમચીર લેરી;
કેશે રચી પુષ્પ સુગંધ માળા,
શોભાવતી કાળ સુભાળ બાળા[3] ૯

---

૫ ૧. પાનની બીડી. ૨ કસ્તૂરીના લેપ શરીરે ૩. એ નામની સુખડ બાળી તે વાસ બાલમા લઈને. ( આગળ એવો રિવાજ હતો, હવે નથી જણાતો ) ૪ સુવાને ઓરડે.

૬ ૧. ધમકાવેલા. ૨ પરસ્રીલંપટ. ૩. ગાભરા ૪. ઢોગ કરીને કોમળ મનની કામાતુર પત્ની ફરી પોતાનો અનુગ્રહ કરે તેસારૂ. ૫. પતિએ કરેલાં લપટ-પણાના વાકમાટે બમણા જોરથી બાથમાં દાબેછે—સજારૂપે; પોતે કરેલા ધમકાવવાના વાકમાટે દુપટ વાલથી ભેટેછે—પસ્તાવારૂપે. (સરખાવો દયારામ-ગુનેગાર જાણો તો મુજને બેભુજપાશે બાધોરે ઇ૦ )

૭ ૧ પોતાને ધમકાવેલા તેનું વેર વાલીને વાલું લાગે એવું.

૮ ૧. સવારે ૨ હાથપગ વગેરે અંગો ઢીલાં થઇજવાથી.

૯ ૧ ધાડેસ્તને ૨. કાચળી ૩. એ રીતે તે નસીબદાર સધવા પતિની માનીતી નવજોબના સ્રી શીતકાળને દીપાવેછે—મલાવેછે.

પયોધરો[૧] કેસર-રંગ-પીળાં,
નવી જુવાની-મદથી હૂંફાળા,
દાબી[૨] ઉરે બાથ ભરી સુવાડે,
ઠંડી[૩] હરાવી પતિ નીંદ કાડે. ૧૦
મીઠું સુગંધિ ફુલકેફવાળુ,[૧]
મનોજ્ઞ[૨] ને કામ જગાડનારૂ;
એ મદ્ય[૩] પી મસ્ત બની નિશામા,
ઘુમે રણે[૪] નાર નરોની સંગા ૧૧

**માલિની વૃત્ત.**

મદનમદઝરેલી[૧] નાર કોઈ સવારે,
પ્રિયતમ[૨] કર મર્દી રક્ત છાતી સમારે,[૩]
રમણ રસિક રોળી ભોગવી દેહ જોતી,
શયનગૃહ[૪] તજીને જાયછે એ પનોતી[૫] ૧૨
અવર ભરનિતંબા[૧] સિંહલકી[૨] નમતી,
[૩]અગર-તગરધૂપ્યા કેશ હાથે ધરંતી,
કુસુમરચિત[૪] માળા તૂટતાં વેણુ[૫] છૂટી,
જથરપથર[૬] હીડે હોય શું નાથ લૂટી. ૧૩
વિપુલજઘનવાળી[૧] કૈંક ઝૂકી[૨] અગાડી,
સ્તનભર-પરિખેદે[૩] મંદ ચાલે સુવાળી;
સુરતસમયવેશો[૪] રાતના દૂર કીધા,
અવર તરુણ[૫] નારી દીસના સદ્ય[૬] લીધા ૧૪

---

૧૦ ૧. સ્તનો ૨. છાતી-સરસા દાબીને પતિને ભેટાડીને. ૩. ટાઢની દરકાર નહિ કરતા.

૧૧ ૧. સેજ નિશા આપનાર. ૨. ખુશનુમા. ૩. આસવ, દારૂ. ૪. રતિસગ્રામમા.

૧૨ ૧. કામનો જુસ્સો જેનો પૂરેપૂરો શાંત થયલો એવી ૨. અતિ વાહાલા પતિએ. ૩. હાથ ફેરવી રતાશ ન જણાય એમ પ્રયાસ કરેછે. ૪. સુવાનો ઓરડો. ૫. ચોતરફથી સુખી ને પતિની માનીતી

૧૩ ૧. ભરાઉ કૂલાવાળી સ્ત્રી. ૨. સિંહના જેવી પાતળી કેડવાળી અને તેથી સ્તનભારે જાણે નમીપડતી ૩ એ નામની ખુશબોદાર વનસ્પતિ છે. ૪ ફૂલની બનાવેલી ૫. ગુંથેલા બાલ. ૬ વસ્ત્ર-આભૂષણનુ ઠેકાણું નહિ એવી ગમે-તેમ લથડતી.

૧૪ ૧. ભરાઉ જાંઘવાળી-અવર તરુણ નારી. ૨. રસ-ભરી રીતે નમેલી (જો. ૧૩-૨.)૩. સ્તનભારથી થતા શ્રમને લીધે-ઝુકી અને મંદ ચાલે ૪. સંભોગ વખતના વસ્ત્રો. ૫. બીજી જુવાન સ્ત્રીએ. ૬. તુરત પેર્યાં.

કુચપર નખચિન્હો ભાળતી મોદ માલે,
અધરકિસલયે[1] કો દંતઘાતો સમાલે;
ધનધન રજનીનો[2] સ્વાદ ! કેતી રસીલી,
રમણ મન રમાડે યાદ લાવી સુકેલિ[3] ૧૫
કનકકમળ મોડા બિંબસમ[1] ઓઠ રાતા,
નયન અરુણ[2] છેડે કર્ણવેધી[3] સુહાતાં.
કટિતટપર જેમે વાસુકી[4] વેણ કાળી,
ઘરઘર વસતી જો આજ લક્ષ્મી[5] નિહાળી. ૧૬
રસિકજન રમાડે કામ હોસે મલાવે,
સુરત[1] સુરત આવી કામની મંન ભાવે,
પ્રિયજનવિરહીને[2] ચિત્ત સંતાપકારી,
શિશિર[3] નિત રમાડો ગોદમા, પ્રાણપ્યારી ૧૭

---

## ૬. વસંત.[1]

### ઇંદ્રવજાદિ ત્રિવૃત્ત

ચૂતાંકુરો[2] તીક્ષ્ણ બાણ ધારી,
દોરી મધુકાવલિની સમારી,[3]
કામીજનોના મન વીંધવાને,
આવ્યો, પ્રિયે, યોધ વસંત રાને[4] ૧

---

૧૫ ૧ કોમળ નાજુક કપલ સરખા નીચલા રાટપર પડેલા. ૨. વાહવા રાતની લેજત ! ૩. રાતની સંભોગ ક્રિયાને યાદ કરી-કરીને રસીલા પતિસાથે માનસિક રમણ કરેછે

૧૬ ૧. પાકા ઘિલોડા જેવા ૨ રાતા ૩ આખ લાબી અણિયાળી જાણે કાનને વીંધે. ૪ વાસુકી નાગ સરખો ચોટલો. ૫ સર્વ સૌભાગ્યની દેવી ને વિષ્ણુની પત્ની ( એને ઉપરનો સઘળો ઠાઠ હોયછે )

૧૭ ૧ એવી સારી ઋતુમા રતિભોગ વખતે આવી-તારા સરખી રંગીલી સુંદર સ્ત્રી ઈ૦ ૨. પોતાના વાલા માણસથી વિયોગીને તો ૩ શિશિર ઋતુને મલાવો, શિશિર ઋતુમા પતિને લાડ લડાવીને ખેલવો.

---

૧ ૧ ફાગણ ચૈત્ર ઋતુમાત્રની શોભા ને વૈભવ હોયછે. પણ વસંતથી હદ; અને તેથીજ રસિક કવિ-શિરોમણિ કાલિદાસે ગ્રીષ્મથી આરંભી અંતે વસંત આવ્યો-ગોળના ઘડાને મોઢિયુ કીધુ !

પુષ્પે ભર્યા વૃક્ષ જળો સરોજે,
કામે ભરી નાર સમીર[1] ગંધે,
પ્રદોષ[2] રૂડા દિવસો રસીલા,
વાલી, વસંતે સઘળીજ લીલા. ૨

વાપીજળોને[1] મણિમેખળાને,[2]
ચંદ્ર-પ્રભાને[3] મદ-વિહ્વળાને,[4]
પુષ્પે ભર્યાં ચૂતતણા[5] દ્રુમોને,
વસંત સૌભાગ્યદ[6] સર્વકાને ૩

રકતાંશુકો[1] રંગિત જે કસુંબે,
શોભીરહ્યા કામીનીશ્રોણિબિંબે;
કંચુકિઓ કેસરરંગ છાંટી,
ધાડે સ્તને ચુસ્ત ઘણી સુહાતી. ૪

કાને રુડા સર્સવપુષ્પ ધાર્યાં,
અશોક કાળે અલકે[1] સમાર્યાં,[2]
સંગે મળી માલ્લિક-પુષ્પ ખીલ્યા,
દીપે દિપાવી પ્રમદા રસીલા[3] ૫

હારો ઉરે ચંદનલેપ કીધા,
ભુજે ફરી બાજુ-કડાંજ[1] લીધા,
નિતંબિની આતુર છે અનંગે,
કાચી ધરી શીતળ શ્વેત[2] જંઘે. ૬

---

૨ ૧. વાયુ. ૨. સાંજનો વખત.

૩ ૧. વાવના જળોને, ૨. મણિ-જડિત સ્ત્રીના કમર-પાટિયાને, ૩. ચંદ્રનાં ચાંદરણાને; ૪. કામે વ્યાકુળ સ્ત્રિયોને, ૫. આંબાના વૃક્ષોને; ૬ સૌસૌની શોભા આપનારો-વધારનાર છે.

૪ ૧. રાતા બારીક વસ્ત્ર.

૫ ૧. ચોટલે, બાલમાં. ૨. ગુંથીને પેર્યાં ૩. એ અશોક પુષ્પની સાથે ખીલેલા માલ્લિકા-પુષ્પો બાલે ગુંથ્યાથી એ રસીલા પુષ્પો અને મદભરી સ્ત્રિયો, બેહની શોભામાં વૃદ્ધિ થાયછે

૬ ૧. બાજુ અને કડા ફરી પેર્યાં. (જો. હેમંત ૩) ૨. રૂપેરી સફેદ-કાચી, ગોરી જાંઘ-કેડ.

કસ્તૂરિકા–કેસર–આડ ભાળે,[1]
સુવર્ણરંગી મુખડે રુપાળે,
પ્રસ્વેદબિંદુ ચળકે ઠરેલાં,
હેમે શું મોતી–રતનો જડેલાં[2] ૭

કદર્પવેગે[1] ઉચલી સ્તનોને,
ઢીલા કર્યાં કંચુકિબંધનોને;
સમીપ ભાળી પતિ નાર વીલી,[2]
લજ્જાભરી તોય રહે હઠીલી.[3] ૮

અનંગ અંગો પ્રમદાજનોનાં,
કોકા અને શુષ્ક છતે સલૂણા,[1]
કરે વળી આળસના ભરેલા,
ખાવા બગાસા ઝટઝટ્ટ સેલા[2] ૯

મદે ઠરી ચંચલ આંખ દીસે,
ગાલો ફિકા ધાડ કુચો અતીશે,
ગંભીર નાભિ જઘનો ભરેલા,
અનંગ આજે બહુરૂપિ–ચેનાં.[1] ૧૦

અંગો ભર્યાં આળસ હાવભાવે,[1]
વાક્યો વદે મિષ્ટ મદે[2] સુભાવે,
કટાક્ષથી[3] જોય ભવાં ચડાવી;
ચેષ્ટા જગાવી શરપંચ આવી[4] ૧૧

---

૭ ૧. કપાળે. ૨. તે જાણે સુનાના આભૂષણમાં મોતી અને રત્નો જડયાં હોયની, એવા દીપેછે.

૮ ૧. કામના જુસ્સાએ. ૨ ગાભરી બને ૩ છતાં લજ્જાળુ તે પતિપાસેજ રતિ–જાચના કરાવે (ઓને મોડે સવામણનું તાળું ?)

૯ ૧. રસીલા, મોહક ૨ ઉપરા–છાપરી બગાસા આવ્યાજ કરે. (કામ ઉત્પન્ન થયાના એ ચિન્હો છે.

૧૦ ૧. ઉપર બતાવેલે બહુરૂપે થઇને કામદેવ આ ઋતુમાં બહુરૂપીનાં ચેનાં કરવા લાગ્યો

૧૧ ૧. કામના આવેશની ને કામ ઉત્પન્ન કરવાની ચેષ્ટાઓ. ૨. કામના આવેશમાં. ૩. વાંકી અદા. ૪ કામે નટવો બની (જો૦ ૧૦) પ્રમદાને નટવી બનાવી.

કસ્તૂરિકા કેસરસાથ ઘોળી,
સૂખેડ સંગે રગડીજ રોળી,
ગોરે સ્તને લેપ કર્યા વિલાસે,[1]
મદે ભર્યાં ઘટ્ટ સુરમ્ય ભાસે ૧૨

જાડાં પટો સત્વર[1] દૂર કીધાં,
ઝીણાં કસુંબી શુભ અંગ લીધાં,[2]
ધોયા વળી કેસરછાટ મારી,
મદે ભરો કામની ચિત્તહારી ૧૩

ચૂતાસવે કોકિલ મત્ત પેલો,[1]
ચુંબે પ્રિયાને રતિરાગઘેલો,[2]
મધુપ આ જો કમળે ગુંજેછે,
કાને પ્રિયાને કઇ-કાઇ[3] કેછે ૧૪

રક્તાંકુરે ગુચ્છવડે નમેલી,
શાખા ભલી મોરથકી ભરેલી,
એ ચૂતવૃક્ષો પવને ધુણાવ્યા,
મનો કરે વિહ્વળ અંગનાના. ૧૫

મૂલાગ્ર[1] આખોજ પ્રવાળ-રાતો,[2]
પુષ્પે ભર્યો પલ્લવમોર માતો,[3]
અશોક ભાળી નવયૌવનાના,
સશોક[4] થાએ મન અંગનાના. ૧૬

---

૧૨ ૧. કામાવેશના ઉલ્લાસમા.

૧૩ ૧. જલદીથી, તુરત. ૨. પેર્યાં.

૧૪ ૧. (જો પ્યારી.) આંબામોરનો રસ પીને મત્ત-છાકટ બનેલો પેલો કોકિલ ઈ૦ ૨. સંભોગના લોભમા ઘેલો બનેલો. ૩. ગાઢુંઘેલુ લવીને રતિજાચના કરેછે.

૧૫ ત્રિવિધ આભૂષણે શોભતી નાઝુક સ્ત્રી, અને ગંભીર રસિક પુરુષ, બેનાં આલિંગનનો જાણે ચિતાર હોય

૧૬ ૧. થડથી તે ટોચસુધી. ૨. પરવાળા સરખો રાતો-અશોક. ૩. માતેલો. ૪. શોકે ભરેલા.

## વસંતતિલક વૃત્ત.

ચુંબ્યા રુડાં કુસુમ મત્ત મધૂક જેનાં,
મંદાનિલે[1] ચલિત[2] કોમળ અગ્ર[3] જેનાં;
શોભાભરી કળિ વળી શુભવાસવાળી,
કામીતણાં મન હરે [4]સહકારડાળી. ૧૭
ફુટી નવી કુરબકે મૃદુ[1] મંજરી જે,
શોભે પ્રિયા–મુખસમાનજ સર્વ[2]રીતે,
ભાળી, પ્રિયે, હૃદયશૂન્ય હશે ન કોય,
જેનુ અનંગશરથી મન ભિન્ન નોય[3] ૧૮
ધીકેલ[1] વન્હિસરખે કુસુમે નમેલા,
કંપાયમાન[2] પવને વન કેસુડીના,
શોભે વસંતસમયે ધરણી[3] સુરાતી,[4]
રાતે પટે નવવધૂસરખીજ માતી[5] ૧૯
ભેદ્યા પલાશકુસુમે શુકચંચ જેવે,[1]
દગ્ધ્યા દ્રુમોત્પલ હુતાશનઝાળ જેવે,[2]
કા,[3] કોકિલા, મન જુવાનતણાં વિદારે[4]
ટોકા કરી ફરી દહે, નહિ રેમ[5] ધારે ૨૦
ઉલ્લાસના[1] કલરવો નરકોકિલાના,
ગુંઝાર મોહક શુણી મધુપે રટેલા,
લજ્જાળુ[2] ચિત્ત વધુનુ[3] વિનયે[4] ભરેલુ,
પીહેરમા પણ બને રતિરાગઘેલું[5] ૨૧

---

૧૭ ૧. ધીમે ધીમે વાતા પવનથી ૨. હલાવેલા. ૩. કૂંપળ. ૪ એક ખુશબોદાર આંબાની જાત છે.

૧૮ ૧. કોમળ માંજર ૨. બધી બાબતમા. ૩. એવો હૈયાસૂનો કોઇ નહિ હોય કે જેનુ મન કામબાણથી વીંધાય નહિ, તે જોઇ સૌનેજ કામ ઉત્પન્ન થાય

૧૯ ૧ ધગધગતા અંગારા સરખા–લાલચોળ. ૨. ધીમે ધીમે હાલતા. ૩. પૃથ્વી ૪. અતિશય રાતી, કામના આવેશવાળી ૫. મદમાતી.

૨૦ ૧. પોપટની ચાંચ જેવા કેશુડીના ફૂલોએ ચીર્યા–જુવાનના મનને ૨ હોમેલા અગ્નિની ઝાળ જેવા કર્ણિકાર પુષ્પે બાળ્યા–મન. ૩ શા માટે હે કોયલ. ૪ ચીરેછે. ૫. દયા નથી લાવતી.

૨૧ ૧. ઉમળકાના ટૌકા. ૨. શરમાળ ૩. જુવાન સ્ત્રીનું. ૪. વિવેકે, નમ્રતાએ. ૫. કામના આવેશથી ગાંડુ, અતિશે કામાતુર.

કંપાવતો ફુલભરી સહકારશાખા,
વિસ્તારતો[૧] રટણ કોકિલનાં દિશામાં;
નીહાર[૨] બંધ પડતા સુખરૂપ વાતો,
વાયુ નથી નરથકી હૃદયે ખમાતો ૨૨
કુંદે વધૂહસિત વિભ્રમ તુલ્ય ધોળે,[૧]
વાડી મનોહર બણી બહુ રંગરોળે,[૨]
ચિત્તો હરે મુનિતણાં[૩] પણ જે વિરાગી,[૪]
શે ના કરે મલિન કામીતણા વિરાગી ?[૫] ૨૩
કેડે સુવર્ણરસના સ્તન શુભ્ર[૧] હારો,
કંદર્પથી[૨] શિથિલગાત્ર[૩] થયેલ નારો,
ચિત્તો હરી મધુર કોકિલ–ભૃંગનાદે,
કામીતણા વિજયથી સ્મરપાશ[૪] પાડે ૨૪
પુષ્પદ્રુમો વિવિધ ભૂષણ અંતભાગે,[૧]
શૃંગે[૨] રટે[૩] પરભૃતા[૪] રમણીય લાગે,
શૈલેયજાળ[૫] પસરી બહુ જ્યાં શિલાએ,
ભાળી શિલોચ્ચય[૬] જનો મન મોદ થાએ. ૨૫
મીચી રડે નયન બંધ કરેછ નાસા,[૧]
હા,[૨] મંદભાગ્ય ! વદતો કરતો નિસાસા,
ચૂતાંકુરો પથિક[૩] શોકભર્યા નિહાળે,
રામાવિના રમણને રમણીય બાળે[૪] ૨૬

---

૨૨ ૧ ટૌકા પસારનો. ૨ ઓસ, ઠાર

૨૩ ૧. જુવાન નવી વહુઆરૂના–હાવભાવ સાથે હાસ્યના સરખા ધોળાં કુંદકુસુમે. ૨. રંગીલી, છેલછબીલી. ૩ હમેશ ઈશ્વરના ધ્યાનમા રહેનાર સંતના. ૪ ત્યાગી, સંસારની આસકિત વગરના. ૫. તો કામવિકારે ભરેલા કામીના મનને આસકિતવાળા કેમ ન કરે ? કરેજ.

૨૪ ૧. ધોળાં, સુંદર. ૨. કામના આવેશથી. ૩. આળસ ભર્યાં શરીરવાળી. ૪. એવી સ્ત્રિયો કોયલ અને ભમરાના મધુર શબ્દની મદદથી કામીના મન હરીને તેપર જય મેળવી તેને કામદેવના બંધનમા નાખેછે.

૨૫ ૧ (પર્વતના) છેડાના ભાગપર ૨. શિખરે, ટોચપર. ૩ ટૌકા કરે ૪. કોયલ. ૫ શિલાપર ઉગતી લીલની જાળ. ૬. પર્વત.

૨૬ ૧. નાક, નસ્કોરા ૨. હાય, હું કમનશીબ ૩. મુસાફર. ૪. વિલાસી સ્ત્રીના વિયોગમાં વિનોદી પતિને રસિક વસ્તુ જોઇ વધુ સંતાપ થાય એ સ્વાભાવિકછે.

## માલિની વૃત્ત.

સમદમધુકરોના[1] કોકિલાના ઉચારે,
કુસુમિત[2] સહકારે શોભતે કર્ણિકારે,[3]
શર[4] રસભર[5] તીણે માનિનીમન વીંધ્યા,
સુભટ કુસુમમાસે કામના કામ સીધ્યાં[6]

## શાર્દુલવિક્રીડિત વૃત્ત.

આંબામ જુલમ જરી[1] શર ભલા કિંશુકનું[2] કામઠુ,
દોરી તો અલિહાર[3] છત્ર ઉજળું શીતાંશુનુ[4] નિર્મળું;
હાથી વાયુ મદે ભર્યો મલયનો[5] બંદીજનો[6] કોકિલા,
એવો કામ વસંતમિત્ર[7] કરજો કાર્યો, રસીલી, ભલાં ૨૮

## સંબોધન.

ગાયો કાળ વિશાળ ભોગ ખટમાં ઐશ્વર્યલીલાભર્યો,
રંગીલી, તુજ કારણે રસિકતા ભેળી રસીલો કર્યો;
લૂખો બોધ ગમે નહી, નહિ વળી શૃંગારસ્વચ્છંદતા,
રીતે એ રસ ચાખતાં હરિ રટે શૃંગારઐશ્વર્યતા ૧

---

૨૭ ૧ મદે ભરેલા ભમરાના. ૨. મોરથી ભરેલા સહકાર જાતના આંબાથી–સહકારના મોરથી. ૩. કર્ણિકાર પુષ્પે. ૪. એ તીરોવડે. ૫. લેજતદાર; ઝેર પાયલા. ૬. વસંત યોધ્ધાએ (પોતાના મિત્ર) કામના હેતુઓ પાર પાડયા.

૧૮ ૧. આંબાના કુમળા માંજર. ૨. કેશુડીના ફૂલ. ૩. ભમરાની હારરૂપી તો જેના ધનુષની પણછ છે. ૪ ચંદ્ર ૫ મલય પર્વતથી આવતો આકરી વાસ ભર્યો વાયુ જેનો મદે ભરેલો હાથી છે. ૬ ગુણગાન કરનારા આશ્રિતો ૭ વસંત ઋતુ જેનો મિત્ર–ખરાં દિલથી મદદ કરનાર છે.